# ભારત સેવા.



જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય.
માતદીન દુભાય છે, સુપુત ! પીડા પિછાનીએ,
દુઃખ દીપાવીએ, ઉમંગને વધાવીએ— જય.
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધુ પ્રભુમય પિછાનીએ— જય.

# ભારત સેવા.

## જન્મભૂમિનું જય મંગળ.

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય.
જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મભગ—ઉજાસથી બધું ઉજાળીએ— જય.
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ—
સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત
ધુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ— જય.
ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડી,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય.
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિ યજ્ઞ યોજીએ.
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય.
માતદીન દુભાય છે, સુપુત ! પીડા પિછાનીએ,
દુધ દીપાવીએ, ઉમંગને વધાવીએ— જય.
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધુ પ્રભુમય પિછાનીએ— જય.

# બાળકનું હાલરડું.

(બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો—એ રાગ)

હાલો હાલો હાલો સુવીર બાલ હાલો,
 હાલો હાલો જનિતા ઝુલાવે (ટેક)
હાલ મારા લાલા, સુધીર કુંવર કાલા,
 હાલો હાલો સુહેતથી હુલાવે.
ભાઇ તું સ્વદેશભક્ત જન્મથી થયો છે,
શૌર્ય ધર્મ પૂર્ણ તુજમાં રહ્યો છે;
 વૃથા જ્ઞાન ભક્તિ ને વિરાગ તુંમાં ના'વે—હાલો
જન્મી આર્યભૂમિમાં, રમીશ આ ભુમિમાં,
હૃદય પટે કોતરો સ્વદેશનો મહિમા;
 અન્ય પ્રજા આ જીતને તેથી ના ડગાવે—હાલો
સ્વદેહભાન ત્યાં લગી સ્વદેશતાન સેવો,
નિકર તો ગુલામીથી ગંધાય જ્ઞાનમેવો;
 કાયરતા કાંકરો વિરાગ મણિ શું કહાવે ?—હાલો
બ્રહ્મભાસ થાતાં સ્વદેહ ભાન જાતાં,
સેવજે સંન્યાસ વૃત્તિ બ્રહ્મમાં વિલાતાં;
 પ્રથમ 'વિજયવર' ઉચ્ચારી દેશને દિપાવે—હાલો
બાર સુર્યને અસંખ્ય સુર્યવીર ઓપે,
આપણા સ્વદેશની સુવિજય ધ્વજા રોપે;
 સુયશ ગાઇ સંધવી વસુંધરા ગજાવે—હાલો

## માંડીની ઝુંપડી.

દુઃખીયાંનો વિસામોરે, માડી ત્હારી ઝુંપડી;
રણુ વગડાનો છાંયોરે, આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલપર પંખીડાં, બ્રહ્મ લીલાને ગાય.
રઢીઆળી એ વાડીરે, સોહવતી જે ઝુંપડી
આજે ખાવા ધાતીરે નિર્જન રણમાં ઝુંપડી—દુઃખીયાં.
ધર્મ કર્મ રસ કસ લુંટાયાં, ઘર ઘર વખરી હીર,
ફતી સંતતિ સત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી એ માડીરે, ખાલી ત્હારી ઝુંપડી;
ખાલી તોયે મ્હારીરે, માડી તારી ઝુંપડી—દુખીયાં
ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,
તેને સ્હોડે સ્હાતીરે, માડી ત્હારી ઝુંપડી;
પોપાણીઆં શી પાતીરે, આપી જાડી રાબડી-દુખીયાં
વન વીંઝ્યાં સિંચાણે સત્રણાં, અવશ પડ્યાં તુજ બાગ;
હામ હર્યાંને હડધુત કરીને રણવગડે દે માર.
અંકે લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતીરે, માડી તારી ઝુંપડી—દુખીયાં.
કણુ કણુ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણુ સુખ દુઃખનાં લ્હાણાં લેવા, ઠરતી તુજપર આંખ,
અંતે તું સંઘરતીરે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પથ દાખવતીરે, માડી તારી ઝુંપડી-દુખીયાં

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર,
નંદનવન શી વ્હાલીરે, અમને તારી ઝુંપડી,
જન્મભુમિવત પાળીરે, શણગારી શું ઝુંપડી–ઢુંગીયાં

---

## "તમારી આત્મશ્રધ્ધા તો"

(ગઝલ)

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તૂટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જશે,
ખિણામાં માર્ગ થઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયર જો તમારા પત્થરો તરશે,
વિના નોકા સફર થાશે તમારી આત્મશ્રધ્ધા તો.
જવું આકાશમાં ધારો, ન વાયુ-યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રધ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો.
હજારો રોગની જવાળા દવાના બૂંદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રધ્ધા તો.
દિગંબર સાધુના શરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભુપતિના તમારી આત્મશ્રધ્ધા તો.

જીગરની બાળકડીથી તો વિઠોબા દૂધ પીએ છે
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રધ્ધા તો.
પ્રભુ પ્રહ્‌લાદને માટે વસેલો લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
મદોન્મત્ત સિંહને આઓ ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રધ્ધા તો.
ઝરંના ઝેર ભુજંગો કૃષ્ણને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રદ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રધ્ધા તો.

---

## તન્મનાટ.

ડરૂં નહિ, ભલે મરૂં પણ આગે કદમ ધરૂં હું,
ફરૂં નહિ, ભલે મરૂં પણ, વ્હાલું વતન પરૂં
શીરમાં ચઢે ખુમારી, ચેતન નયન ભભુકે
રગ રગ રૂધિર ઉછળે કે આભ ઉંડળ ભરૂં હું.
જે ખાકથી નીપજીયાં, આ ચામ, હાડ, મજ્જા,
પરવા તજીને તેની નહિ દોહીમાં ઠરૂં હું.
મુજ રંક ભાડીજાયાં, સહુ સકડે છવાયા,
તેનાં રખોપવાંની દઢ ઢાલ થઈ ફરૂં હું.
ભડ ભીષ્મ બ્રહ્મચારી, શરની સજી પથારી

મારા હતા એ પૂર્વજ, તેને અનુસરૂં હું.
બુલબુલને ગુલ મુબારક, ગુલને ચમન મુબારક,
વ્હાલું વતન મુબારક એ દમ બદમ સ્મરૂં હું.



## હવે મને હિંદ છે વ્હાલો રે.

(મને વ્રજવાસ છે વ્હાલોરે—એ રાગ.)

પાયો મારા ગુરૂજીએ પ્યાલોરે,
હવે મને હિંદ છે વ્હાલોરે.
કૌવતહર કેળવણીએ કીધા તન મન ધનથી ખુવાર,
માનાપમાનનું ભાન નહિ, બન્યા મૂરખના સરદાર,
કર્યો વધુ ડાઘ જે કાળોરે—પાયો૦
કોર્ટ-રણે ખેલે શૂર વકીલો જીભ તીખી તલવાર,
જીતે કે હારે, ન ન્હાવુ નીચોવવું પ્હેલાં ભરે ઘરબાર,
ગુલામીની ગુંથે છે જાળોરે—પાયો૦
ઘંટીનું પડીઉં ગળે લટકાવીને ભૂખે ખાલી કર્યું પેટ,
મોમાં માર્યો સુધારાના લાડુનો ડુચો ન ઉતરે હેઠ,
ધતીંગ એ ધારાનું ટાળોરે—પાયો૦
સત્યનું શસ્ત્ર ને શીળનું બખતર શાંતિ સમી સજી ઢાલ
આપ બળે ઝુઝી મરવું કે તરવું આજે, કોણે દીઠી કાલ?
ખોટા બધા અન્ય છે ખ્યાલોરે,
આહુતિ સર્વસ્વની આલોરે,
પડો પણ પાછા ન ચાલોરે—પાયો૦

## ( ગઝલ )

(રાગ—પશુમાં પડી એક તકરાર, ભલેને કીધા ગિરફ્તાર;
તમારા ગાંધીજી સરદાર)

જેલ હમારે મ્હેલજ માની કરવું દેશનું કાજ,
દુષ્કૃત્યોથી છે બ્હીવાનું પણ આમાં શું છે લાજ;
જે છે કૃષ્ણતણો અવતાર, ભલે ને કીધા ગિરફ્તાર. ૧
કંઈક ગયાને કંઇક જવાના, હજી કરો તૈયારી,
જોર જમાવો હોય તેટલું, સત્તા બળધારી;
હમારે એકજ છે આધાર, ભલે ને કીધા ગિરફ્તાર. ૨
જગત તણા તે લોકો જોશે, હિન્દ તણી તકરાર,
ધર્મ સત્યને ન્યાયને માટે ભલે થવું ખુવાર;
સૌનો સાચો છે કીરતાર, ભલે ને કીધા ગિરફ્તાર. ૩
જર જમીનને જોરૂ કાજે, વીરલા કંઇક હણાયા,
ટુકડા માટે મારંમમારી, કોણ કહોને ફાવ્યા;
હમે તો સ્વરાજ્યને ચ્હાનાર, ભલે ને કીધા ગિરફ્તાર ૪
મહામંત્ર તો તેણે આપ્યો, બનવું અસહકારી,
હિંદ માતને સ્વતંત્ર કરવા, કરવી સો કુરબાની;
હમારૂં ઉત્તમ એહથી યાર, ભલે ને કીધા ગિરફ્તાર ૫
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ, લોભે લક્ષણ જાય,
રાવણ, કંસ, દુર્યોધન જેવા, ઇતિહાસે કહેવાય;
હતા તે હુપદને ધરનાર, ભલે ને કીધા ગિરફ્તાર. ૬

ધર્મ તણા ગ્રંથો પોકારે, રાજા છે પ્રતિપાળ,
દુઃખ પ્રજાનું સમજે રાજા, માને પ્રજાને બાળ;
ધન્ય તે રાજનંદનનો અવતાર, ભલે ને કીધા ગિરફતાર. ૭
વીર વીરા આ દેશમાં પાકે, ક્ષણે ક્ષણે હું માગું,
હિન્દ માતને સ્વતંત્ર કરવા, પાય પ્રભુને લાગું;
મનુના હૃદયનો ટંકાર, ભલે ને કીધા ગિરફતાર. ૮

---

## "જય જય બોલો હિંદુસ્તાન."

હર હર હર! મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબન,
ત્રીસ કોટી ભારતનાં તનુજો, જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન,
હિંદુ, પારસી, મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિર, ને મસ્જીદ બન્ને છે, ઈશ્વર કેરાં ઉંચાં ધામ,
ભાઇ ભાઈમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
પુન: આપની ભારત માતા, જગમાં પામે ઉંચું સ્થાન,
વિશ્વ સકળની ધર્મ માત એ, જય જય બોલો હિન્દુસ્તાન
એક નેકને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન,
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો. ફરકાવો ઉચાં નિશાન,
સ્વરાજયના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી-યુદ્ધના શાંત સૈનિકો, સ્થૂળ બળનું હરવા અભિમાન,
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો બંદુક, ભાલાથી, ઉચાં છે આત્માનાં સ્થાન,
શરીર પડે પણ એ તો અમ્મર, જય જય બોલો હિંદુસ્થાન,
વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદિમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિંદુસ્તાન
હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિંદુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિંદુસ્તાન.

# હીન્દીઓનું ખરૂં કર્તવ્ય

---

મહાત્માના વચન પરથી, સ્વદેશી વ્રતને પાળો,
હૃદયમાં હર્ષ લાવીને વીદેશી વસ્તુને બાળો
મુકો છાયલ અને વોયલ, અપ-ટુ-ડેટ રીતને કાઢી,
મહાત્માના વચન પરથી, પહેરો હાથની ખાદી.
અરે આ દેશની દોલત, બધી પરદેશમાં જાયે,
છતાં પણ આંખ ના ઉઘડે, કહો એ કેમ સંખાયે.
બનો ટેકી અને શુરા, તમે પુરૂષાર્થને લાવી
પ્રતીજ્ઞા પાળવાની તો, ખરેખર આજ તક આવી
કદી ખાદી તણું કપડું, તમે જાડું અરે કહેશો,
છતાં પણ માન્યની ખાતર, ખુશીથી તે તમે લહેશો.
મલે છે ભાવમાં સસ્તુ, વળી ચાલે વધારે છે.
ઘર્ષોથી અંગ ઉપર તે, અતીશય હુંફ આવે છે
તમારા હિતની ખાતર, વળી સ્વતંત્રતા લેવા
પડ્યા બહુ દુઃખ પણ જરીએ, ઠગ્યા નાલેશ પણ કેવા,
જરા અંતર તપાસીને વીચારો હીન્દના વાસી.
દીપાવી અંગપર ખાદી, કરો નીજ દેશ આબાદી
તમે આ માતૃ ભુમીના, સહુ સંતાન છો પ્યારા

મુસલમાન હિંદુ એકજ છો, કદીપણ ના થશો ન્યારા
મહાત્મા ગાંધીના ચરણે, હું મારૂં શીર નમાવું છું,
ઉચ્ચારી વંદેમાતરમને, હૃદયમાં હર્ષ લાવું છું.

---

ગઝલ.

પ્રજા સૌ હિંદની જાગી. ગુલામીને હવે ત્યાગી;
ઘણી છે, એક દિલગીરી, થયા છે રાંક રજવાડી....૧

કહાવે રાયને રાણા, બતાવે આપને શાણા
ગુમાવી શૌર્ય બહાદુરી, થયા છે રાંક રજવાડી....૨

ગૌરવ ક્ષત્રિયે ખોયું, ઉઘાડી આંખ ના જોયું;
રહ્યા કુસંપમાં રાજી, થયા છે રાંક રજવાડી...૩

સરકારી જે ગુલામોને, દોડે સલામ કરવાને;
શરમ છે રાજ્ય દરબારી થયા છે રાંક રજવાડી....૪

હતું જે ધર્મનું ઢંકણ, ગયું પાતાળની અંદર
લજાવી જાત ધારાળી, થયા છે રાંક રજવાડી...૫

બરાડા સોયથી પાડે, ઉઠી શું ધાડ એ મારે,
અરે શમશેર શરમાણી, થયા છે રાંક રજવાડી...૬

બીજે ઘરમાં ખીલાડીથી, વળે પાછા ભાગોળેથી
શકે શું સિંહને મારી થયા છે રાંક રજવાડી...૭
પાંડવ ભિષ્મ કો આવો, તમારા સુત સમજાવો
મરે છે પૃથ્વી ભારી થયા છે રાંક રજવાડી...૮
કપાતી દેશમાં ગાયો, તમારી દૃષ્ટીએ ભાળો;
ગઈ છે વીરતા ચાલી, થયા છે રાંક રજવાડી....૯
જણો તો વીર કો જણજો નહિ તો વાંઝણી મરજો;
લજાવો કુખના માડી, થયા છે રાંક રજવાડી...૧૦
છે આ દેશને પ્રજા તમારી ને તમે રાજા;
ગયું છે પુણ્ય પરવારી થયા છે રાંક રજવાડી....૧૧
છપાતાં પેપરો આજે, ખુશામતિયાં ઘણું લાગે;
હીરાને ટેવ છે સાચી, થયા છે રાંક રજવાડી....૧૨

---

## હીંદુ હોટલમાં વટાલ?

### ગઝલ.

પુજારી ચાહ દેવીના પધારી હોટલો માંહે;
વધારી વેદના આપે, હજારો કોપ પી ચાહ. ૧
પથારી માંહ્યથી ઉઠી, પહેરી પાઘ કે ટોપી
દિવાના પેર દોડા છો, પિવાને ચાહ કે કોફી. ૨

પડે છે માખીઓ જેમાં હજારો ઉડતી આવી
ઉકાળી તેમને ભેળી તમોને પાય છે લાવી. ૩
શેકોરાં ચાહનાં ચાટી ચિરૂટો ખુબ ફુંકો છો;
મંગાવી પાનનાં બીડાં મઝા જીનતાનની લ્યો છો ૪
બગીચા ચાહના વાવે વિદેશી આપણે હાથે
રિબાવે છે છતાં તેઓ અને લે લાજ તે સાથે. ૫
બને જે રંગ ચ્હાનો તે, બતાવે તેમનું લોહી;
પિયો શું હોંશથી એને મઝા માની અને મોહી. ૬
બળે છે હોઠ ને મોઢું કલેજું કોયલા થાયે;
યુવાનો એહથી વ્હેલા સડીને સ્વર્ગમાં જાયે. ૭
ખરાબી ખુબ કીધી છે, જઇ હોટેલમાં આપે
વધી જે મોંઘવારી તે, તમારી ચાહના પાપે. ૮
મળે છે ખાંડ મોંઘી ને વધ્યા છે દુધના ભાવો
કહોને ક્યાં કરે લોકો, તમારા પાપનો દાવો. ૯
તમો તો તોય પામો છો પરાણે દુધ ડેરીનું;
વધે છે રોગ જેનાથી, કરો શું પાન તે એનું. ૧૦
પિયેલા ચાહના પ્યાલા ભરીને એકમાં પાણી
ન ધોયા ધોઈને આપે, તમોને એક છો જાણી. ૧૧
સડેલા ને ગળેલાઓ વળી ખાંસી તણા ભોગી
લગાડી લાળ પ્યાલાને, નિરોગીને કરે રોગી. ૧૨

વિચાર્યું હોટલો માટે અમે આ શહેરની ત્યારે
જણાઇ ખાંડ છો ખાંડી, વરે છે ચાહ મણ બારે૧૩
રૂપૈયા આજના ભાવે, હમેશાં ત્રીસસો જાએ
તમે જો તે બચાવો તો, બધા સું દુધ ઘી ખાએ૧૪
સડેલું શાક ને રાશી, અનાજો હોટલે આવે
કરે તૈયાર તે રાંધી, તમોને કેમ તે ભાવે. ૧૫
વધેલું હોય તે વાશી, તમારી થાળીએ ઠોકે
પડે છે એહથી માંદા સડે છે સેંકડો લોકે. ૧૬
કમાતા હોટલો કાઢી રૂપૈયા મેળવી લીધા
બનાવી બંગલા પોતે, તમોને રોગીઓ કીધા. ૧૭
જશો ના કોઈ દી ત્યાંહે, પિવાને ચાહ કે ખાવા;
કહ્યું તે માનજો ભાઈ, સુધારો આપનો થાવા. ૧૮

---

## ગઝલ.

પહેરો ખાદી, હાથે વણેલી ખાદી;
હ્યોને ખાદી, હાથે વણેલી ખાદી.

ચાયના કોર્સ કટાઇ ગયે.ને મશીને થઇ બાદી;
મેનચેસ્ટરમાં આગ લાગી ગઇ નીપજતા ખાદી.
પહેરો ખાદી - હાથે-૧

ખાદીના તો ખમીસ બનાવો ખાદીની તો સાડી
ફેશનમાં ના ઘર લુટાવો સોંઘી છે આ ખાદી.
પહેરો ખાદી—હાથે-૨
ટકાવમાં એ સહુથી ચઢતી દુનીઆ કેરી દાદી;
બખતર છે એ હીંદ વીરોનું રૂપાળું શું ખાદી.
પહેરો ખાદી—હાથે-૩
ટાણે ટચકે સારે નરસે સઘળે પહેરો ખાદી;
ખાદીને ના ભુલો કયારે જો ચાહો આબાદી.
પહેરો ખાદી—હાથે-૪
ઘર ઘરથી ખુણે ખચકેથી ફેશન સઘળી લાધી;
કાંડી મૂકીને ખાદી દેવીએ ખરે બપોરે કાઢી.
પહેરો ખાદી—હાથે-૫
આજ પહેરો કાલે પહેરો પણ પહેરવી પડશે ખાદી;
ગમતી હો કે ના ગમતી જ્યાં થઇ એની ગાદી;
પહેરો ખાદી—હાથે-૬
છુપી ગઇ'તી આજસુધી ક્યાં મ્હારી માડી ખાદી;
મ્હારા બાપા મોહનજીએ કેવી પકડી કાઢી
પહેરો ખાદી—હાથે.-૭
સારી સોંઘી સહેલી રૂડી મન ગમતીને સાદી;
ગુણ તો એના ગાઇ શકેના જો ચાહે બ્રહ્માજી.
પહેરો ખાદી—હાથે-૮
પહેરો ખાદી હાથે વણેલી ખાદી;
ધ્યાને ખાદી હાથે વણેલી ખાદી.

## સ્વરાજ્ય સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ્ય સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય સવારી આવે છે

દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું
થાઓ લાયક મારે જોવાનું
શું બાળક ચાંદો માગે છે, સ્વરાજ્ય૦
તડ પાડી રાજ્ય અહીં કરવાં'તાં
ઇદકાળ ખિતાબો ધરવાંતા
કાઉન્સીલે ફારસ કરવાંતાં, સ્વરાજ્ય૦
પંજાબ ખિલાફતથી ચેત્યા,
ગાંધીજી અસહકાર ચઢયા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજ્ય૦
નોકરશાહી હાથ પડયા હેઠા,
ફાંફાઓ વિધવિધ લઇ બેઠા,
પણ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજ્ય૦
હરિ! લાજ હવે તારે હાથે,
વ્રત મોટાં લીધાં તુજ સાથે.
બળ દે, કદી ના પાછા હડીએ—સ્વરાજ્ય૦



## ભાઈઓ જરા સબુર કરો.

તમોએ ઘણી જાતની ખીલની દવા વાપરી હશે પણ નાશીપાસ થયા છો તો એકવાર હમારો ખીલનો મલમ વાપરવા ખાસ ભલામણ છે. તેમજ લાહોરવાળા પ્રખ્યાત પંડીત ઠાકુરદત્ત શર્માની બનાવેલી તમામ દરદો ઉપર અકસીર

# અમૃતધારા

તેમજ જામનગરવાળા વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજીની શક્તીને માટે પહેલવાન જેવા બનવું

—હોય તો વાપરો—

## આંતકનીગ્રહ ગોળીઓ.

# સી. એન. બ્રધર્સ.

દરેક જાતની દવા સેંટ સાબુ કોલનવાટર તેમજ પ્રોવીજન ચાહ કોફી વેચનાર,

કણપીઠ બજાર—સુરત.

સંગ્રહ કરી પ્રગટ કરનાર-શાહ નાહનચંદ છગનલાલ
તાસવાળા બિલ્ડીંગ, સ્ટેશન સામે, સુરત.